જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી

જન્મ તા. ૭-૨-૧૮૮૩ | ॐ પ્રભુજી | દેહોત્સર્ગ તા. ૧૭-૮-૧૯૩૬

॥ ॐ सद्गुरु ॐ ॥

# દીવાને સાગર

('દીવાને સાગર' – પહેલા અને બીજા ભાગમાંથી વીણેલાં ભક્તિ પદો.)

: કર્તા :

श्री सागर - જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી

: પ્રકાશક :

શ્રી સાગર પ્રકાશન ટ્રસ્ટ

: સંકલનર્તા :

શ્રી કૃષ્ણચંદ્ર યોગીન્દ્રભાઈ ત્રિપાઠી

|| ॐ સદ્ગુરુ ॐ ||

પ્રતઃ ૨૫૦

સર્વ હક્ક પ્રકાશક-સંકલનકર્તાને સ્વાધીન

ઈ.સ. ૨૦૧૦ વિ. સં. ૨૦૬૬

: મુદ્રક :

રાજેશ સ્ક્રિન આર્ટ
તા.જી. વડોદરા.
મો. : ૯૮૨૪૪ ૩૫૮૧૨

: પ્રાપ્તિ સ્થાન :

**પ્રકાશભાઈ શાંતિલાલ પટેલ**

૨૦-એ, રાજારામ સોસાયટી, મુજમહુડા, વડોદરા.
મોબાઈલ : ૯૩૨૩૧૧૮૦૦૦

ગુરુ થા ત્હારો તું જ, નથી કોઈ બીજું ભજવા;
બાહ્ય સુરતને ટાળ, વાળ અન્તરમાં સજવા.
શ્રી અખાજી

"ગર ખુદા ન હો, તો ખુદ બનાકે પૂજેંગે."

**|| ॐ પ્રભુજી ||**

|| ॐ સદ્ગુરુ ॐ ||

# : અર્પણ પત્ર :

હે, પરમકૃપાળુ સદ્ગુરુર્દેવો મહેશ્વરઃ ।

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણું ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુઃસાક્ષાત પરઃબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરુવે નમઃ ॥

અનુભવીઆ ઓ અવધૂઃ સાગર સન્તજી !
સ્નેહજીવનનો સાચેરો અવતાર જો !
દીઠો તોયે, ના દીઠો - નવ ઓળખ્યો
અક્ષરદેહે આજે દર્શન થાય જો.

સાચે જ પ્રભુ...આપના સુપૂત્ર શ્રી યોગીન્દ્ર ત્રિપાઠીની કલમે લખાયેલ આ પંક્તિઓમાં આપને અક્ષરદેહ, આપનું આધ્યાત્મિક ચિંતન, પરમાત્મા સાથેની એકાત્મકતા અસ્ખલિત છલકાય છે.

|| ૐ સદ્ગુરુ ૐ ||

## અનુક્રમણિકા

॥ ॐ सद्‌गुरु ॥

# दीवाने सागर

॥ गुरु गुरु गुरुदेवकी जय । जय जय गुरुदेवकी जय ॥ गुरु०॥

दयानिधि ! नमीए वारंवार

નમીએ વારંવાર, દયાનિધિ ! નમીએ વારંવાર !
દયાનિધિ ! નમીએ વારંવાર ! દયાનિધિ !૦

કોમલ, નમ્ર, સુશીલ બનાવો, આપો, પ્રભુજી ! પ્રેમ;
પ્રેમ વડે, પ્રભુ ! ગાઈયે, તમને, એ જ અમારૂં ક્ષેમ.
દયાનિધિ ! નમીએ વારંવાર ! દયાનિધિ !૦

દીન, અબુધ, અપાત્ર અમે તો, અન્તર ભરીએ પ્રકાશ;
પાસે પળેપળ વસીએ, પ્રભુજી ! એક જ એ અભિલાષ.
દયાનિધિ ! નમીએ વારંવાર ! દયાનિધિ !૦

મન, બુદ્ધિ, ચિત્તથી પાર, પ્રભુજી ! તો યે દયા ઘનરૂપ;
ઉજ્જવલ ખાપ બતાવી બરાબર, સાગર રૂપ અરૂપ.
દયાનિધિ ! નમીએ વારંવાર ! દયાનિધિ !૦

## ॐ सद्गुरुस्तवन

વ્હાલા ! સદ્ગુરુ સાગરરાજ ! કરીએ આપને પ્રણામ;
કરીએ આપને પ્રણામ, ધરીએ તમ ચરણોનું ધ્યાન.
........વ્હાલા૦

જગમાં આપ તણો નહીં જોટો, મહિમા આપ તણો છે મોટો; (૨)
હે ! ભવસાગર તારણહાર ! કરીએ આપને પ્રણામ.
........વ્હાલા૦

પ્રભુજી ! હૃદયકમળના વાસી, ઘટઘટ વ્યાપક પૂર્ણ પ્રકાશી;(૨)
ભક્તજનોના છો સુખધામ, કરીએ આપને પ્રણામ.
........વ્હાલા૦

જે નર મનને વશ કરનારા, તે તમ ચરણશરણ ગ્રહનારા;(૨)
સંતજનોના આપ સહારા, કરીએ આપને પ્રણામ.
........વ્હાલા૦

જેણે ગુરુગોવિંદ ને ગાયા, તેની ટળી ગઈ સૌ માયા;(૨)
શાશ્વત શાન્તિફળને પાયા, કરીએ આપને પ્રણામ.
........વ્હાલા૦

સદ્ગુરુસાગર અંતર્યામી, વિનવું ચરણકમળ શિરનામી;
કરુણાસાગર કૃપાનિધાન ! કરીએ આપને પ્રણામ.
........વ્હાલા૦

---

ઉપરોક્ત સ્તુતિ તેના રચયિતા સ્વ. શ્રી ન્હાનાલાલ અંબાલાલ જાનીને શ્રદ્ધાંજલીરૂપે અત્રે પ્રસ્તુત કરી છે.



## गुरु गोविन्दने गावा

મ્હારે એ જ અલૌકિક લ્હાવા રે;
ગુરુ ગોવિન્દને ગાવા .... મ્હારે૦

ગુરુ ગોવિન્દ ઉભય નહીં ન્યારા,
સંશય છુટી ગયા સબ મારા,
મ્હારે સત્ગુરુ સાગર ગાવા રે....ગુરુ૦ મ્હારે૦

દાસોઽહમ્ ગુરુ મંત્ર હમારા,
શ્વાસો શ્વાસ રટણ એક ધારા,
મ્હારે ભજન વિના નહીં દાવા રે....ગુરુ૦ મ્હારે૦

ગુરુ વિણ નિર્ગુણ કોણ બતાવે ?
નિગમ નેતિ નેતિ કરી ગાવે,
મ્હારે સગુણ બ્રહ્મ ગુરુ ગાવા રે ....ગુરુ૦ મ્હારે૦

ગુરુ મહિમા ત્રણ લોકન જાણે,
બ્રહ્મા, વિષ્ણુ, શેષ વખાણે,
મ્હારે પળ પળ પાવન થાવા રે ....ગુરુ૦ મ્હારે૦

અલખ કરી લખ આપ બતાવે ?
એક પલક ભવસાગર તારે,
મ્હારે જીવદશા ટળી જાવા રે....ગુરુ૦ મ્હારે૦

# ગુરુનામ

મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો !
ગુરુ મ્હારા ગગનનો આકાર !
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

નથી નાત, જાત, રૂપ ગુરુજી વિશે જો !
તો યે રૂપ અને ગુણ શા અપાર !
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

વેદ ચારે ભણ્યો હૂં ગુરુવેણમાં જો !
ભર્યો નેણાંમાં ચૌદમો જ કાણ્ડ !-
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

સ્હેજ ગાવૂં **જય સચ્ચિદાનન્દ**ને જો !
બીજી માયા બધી ય માંડમાંડ !-
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

રમે **સાગર** સદા ય સુરસંગમાં જો !
જેનૂં અગમપૂરી ગુરુદ્વાર !-
મ્હને ગાવૂં ગમ્યૂં ગુરુનામને જો ! મ્હને૦

# અલખ ગુરુધામ !

**અલખ ગુરુધામ** ! અહો ! જાદૂવાળૂં રે !
જળ, થળ, નભ, પવને નિહાળૂં !
અલખ ગુરુધામ ! અહો ! જાદૂવાળું રે !

દશે દિશ સભર સુખસિન્ધુ રે !
હરિરૂપ વિરાટ લસન્તૂં રે !
બીજૂં છે જ નહીં ! કોને નિન્દૂં ?
અલખ ગુરુધામ !૦

ફૂલી ફાલી દિસે બ્રહ્મવાડી રે !
વનમાળી તો આંખ અગાડી રે !
મ્હારે ગુરુજીએ દ્દષ્ટિ ઉઘાડી !
અલખ ગુરુધામ !૦

નથી આવવૂં કે નથી જાવૂં રે !
નથી ત્યાગવૂં વા ન તજાવૂં રે !
અજી ! પોતે પોતામાં સમાવૂં !
અલખ ગુરુધામ !૦

ગુણ, રૂપ ને નામથી ન્યારા રે !
તો યે ગુણ, રૂપ નામ અપારા રે !
બ્રહ્મસાગર હરિ ૐકારા !
અલખ ગુરુધામ !૦

# નારાયણનામ !

**નારાયણ નામ** ! લાગે પ્યારૂં પ્યારૂં રે !
જૂઠૂં જગતપણું ખારૂં ખારૂં !
નારાયણનામ ! લાગે પ્યારૂં પ્યારૂં રે !

જેણે આઠ પ્રહર નામ દીધૂં રે,
તેનૂં હૂંપણૂં હરિએ લીધૂં રે,
જીવ્યૂં જન્મ્યૂં કૃતાર્થ જ કીધૂં !
નારાયણનામ !૰

નામમહિમા તે વિરલાઓ જાણેરે,
પ્રેમરૂપ તે પ્રેમ પિછાને રે,
કોઈ અનુભવી એ મોજ માણે !
નારાયણનામ !૰

મૂળ એક જ નામ સ્વરૂપે રે,
લીલા ફેલી નાનાવિધરૂપે રે,
ગૂઢ ઉપનિષદો એ નિરૂપે
નારાયણનામ !૰

પ્રેમપાવકે કર્મ પ્રજાળ્યૂં રે,
ઉર આપે ઉગ્યૂં અજવાળૂં રે,
ખુલ્યૂં બ્રહ્મસાગર કેરૂં બ્હારૂં
નારાયણનામ !૰



# હરિનામ

**લીધૂં હરિનામ** ! સોહિ નર જીવ્યા રે !
બીજા જીવ્યા તે તો જાણે મૂવા !
લીધૂં હરિનામ, સોહિ નર જીવ્યા રે !

પૂછ્યૂં નારદે કૃષ્ણને એવૂં રે :-
'પ્રભુ ! તમને ગમે ક્યાં રહેવૂં રે ?'
લખ્યૂં ભાગવતે જોઈ લેવૂં
લીધૂં હરિનામ૰

'ના ના વૈકુંઠમાં હૂં વિરાજૂ રે'-
'નહીં યોગી ઉરે, કહૂં સાચૂં રે'-
'ગાય ભક્તો મ્હારા તહીં નાચૂં !'
લીધૂં હરિનામ૰

નથી મન્ત્રો કે દેવોની શક્તિ રે-
ઉગે શ્રદ્ધાથી, ભક્તિથી જ્યોતિ રે-
કૃતિ હરિમયી ગીતાએ બોધી.-
લીધૂં હરિનામ૰

જ્યમ સાગર ઉર્મિ છલકતા રે
ત્યમ દશ દિશ આપ ઉલસતા રે
હરિ કર્તા અને હરિ ભોક્તા
લીધૂં હરિનામ૰

## आन खडो तोरे चरणोंमे

આન ખડો તોરે ચરણોંમેં
ગુરુ ! આન ખડો તોરે ચરણોં મેં !
ગુરુચરણોંમેં - પ્રભુશરણોંમેં ! ગુરુ આન.
ગુરુ ! આન ખડો.

આપ હિ તારક ! આપ હિ પાલક !
આપ હિ જ્યોતિ નયણોંમેં !
ગુરુ ! આન ખડો.

આપ હિ બ્રહ્મા ! આપ હિ વિષ્ણું !
આપ મહેશ મશાણોંમેં !
ગુરુ ! આન ખડો.

પરમહંસ અબધૂ કલ્યાણા !
આપ હિ સબ કલ્યાણોંમેં !
ગુરુ ! આન ખડો.

જયગુરુ જયગુરુ અલખ નિરંજન !
આપ હિ સર્વ સગુણોંમેં !
ગુરુ ! આન ખડો.

સાગર સતગુરુ - દેવદયાસેં,
પાયો રાહ પુરાણોંમેં !
ગુરુ ! આન ખડો.

## कोइ हरिजन हो तो आवो रे

કોઈ હરિજન હો, તો આવો રે !- ઓ...પંખીડાં !
હરિ હરિ અમને ગવરાવો રે ! - ઓ પંખીડાં !
કોઈ હરિજન હો તો.

આપણ સૌ પંખી છઈયે :
હરિરસનાં વ્યસની થઈયે :
હરિ હરિ ગાતાં ઉડી જઈયે રે ! - ઓ પંખીડાં !
કોઈ હરિજન હો તો.

હરિરસ મીરાં એ માણયો !
એ ભાવ ભરૂંસો આણ્યો !
ઝખ મારે પેલો રાણો રે ! -ઓ... પંખીડાં !
કોઈ હરિજન હો તો.

છે મુક્તિ જડ, અક્કડની !
જક્કી સૂક્કા લક્કડની !
ભક્તિ તો બસ ફક્કડની રે ! - ઓ પંખીડાં !
કોઈ હરિજન હો તો.

અસ્થિર મનથી 'છે' દુનિયા,
એ મન રસિયાજી વસિયા,
સાગર હરિના કાસદિયા રે ! ઓ...પંખીડાં !
કોઈ હરિજન હો તો.

# જીવને વિનન્તિ

ભક્તિને પન્થે પધારો !

જીવડલા ! ભક્તિને પન્થે પધારો !

માયાની સોબત મન થકી મ્હેલી, બગડેલી બાજી સુધારો !

જીવડલા !૦

ખાતૂં ચ્હડી ગયૂં ! ચેતી લ્યો, ભૈયા ક્યાં સુધી નિભશે ઉધારો ?

જીવલડા !૦

હૂં - હૂં ને થાનક થાપો હરિને : પ્રકટ થશે પ્યારો પ્યારો !

જીવલડા !૦

કીજે નહીં, બાપ ! જૂઠા વેપારોઃ તજીએ એ મનના વિકારો !

જીવલડા !૦

લળી લળી સાગર વળી વળી વિનવે : જ્ઞાન વિના નથી આરો !

જીવલડા !૦

# ચેતવણી

પુરુષાર્થ વિના, માયામાં સુતેલૂં મન નહીં જાગે :
વૈરાગ્ય વિના, સત્સંગતનો કાયમ રંગ ન લાગે.

પુરુષાર્થ વિના૦

રવિ સર્વ સ્થળે સરખો ઉગે,
કોઈ જાગે ને કોઈક ઊંઘે,
ઊંઘે તે સૂરજ નવ દેખે ! - પુરુષાર્થ વિના૦

વરસાદ બધે સરખો વરસે,
કોઈ બેસી રહે, કોઈ કમર કસે,
ના ના હળ ઈન્દ્ર જ કર ધરશે ! - પુરુષાર્થ વિના૦

માયામાંથી મન ઊંચકજે,
હરિસન્તગુરુચરણે ધરજે,
પુરુષાર્થ ખરૂં એ આદરજે ! પુરુષાર્થ વિના૦

મિથ્યા જગપણનૂં સગપણ છે :
ભામા માત્ર જ માયા ગણજે :
ચેતવણી સાગરની સુણજે - પુરુષાર્થ વિના૦

## शी रीते भक्ति करीए रे !

શી રીતે ભક્તિ કરીએ રે ? સા..ચ્ચી પ્રીતે ;
રસબૂટી એ જીરવીએ રે ! સા..ચ્ચી પ્રીતે ;
શી રીતે.

કરશું તો ક્યાં સુધી ? !
જ્યાં ના પ્હોંચે મનબુદ્ધિ !
બસ રગે રગ ભરૂં ભક્તિ રે ! સા..ચ્ચી પ્રીતે
શી રીતે.

હાં ! હાં ! હરિઘેલાં થાશું,
મ્હેતો ને મીરાં ગાશું,
એ પગલે પગલે જાશું રે ! સા..ચ્ચી પ્રીતે ;
શી રીતે.

દિન રેન હરિ હરિ કરીએ-
મન મુવા વિના ના મરીએ-
ના ડરીએ, હરિવર હઈયે રે ! સા..ચ્ચી પ્રીતે ;
શી રીતે.

શો હરિરસદરિયો રેલ્યો !
જ્યાં નથી ગુરુ નથી ચેલો !
**સાગર બેભાન બનેલો રે !** સા..ચ્ચી પ્રીતે ;
શી રીતે.

## कोइ चेतो ! हां ! नर नारी रे

કોઈ ચેતો - હાં નરનારી રે - ઓ...સંસારી !
ચલી આવે મોતસવારી રે - ઓ...વેપારી !!
કોઈ ચેતો.

દુનિયા દો દિનનું લટકું,
એમાં શું મનડું વળગ્યું ?!
લે ચાખી હરિરસ ચટકું રે - ઓ...સંસારી !
કોઈ ચેતો.

કવિ, પંડિત કે પુરાણી,
જગમાં હો કીર્તિ ગવાણી;
પણ, ભજન વિના ધૂણધાણી રે ! - ઓ...સંસારી !
કોઈ ચેતો.

છે જ્ઞાન, યોગ ને ભક્તિ,
પ્રેમીની અટપટી મસ્તી;
સહુ તજવા મનઆસક્તિ રે - ઓ...સંસારી !
કોઈ ચેતો.

ના બનવું બાવા બાવી,
લેવી ગુરુગમની ચાવી,
જવું ભૂલી ભૂત ને ભાવી રે - ઓ...સંસારી !
કોઈ ચેતો.

જીવ્યું આ જીતી લેવા;
હરિગુરુસંતની કર સેવા,
સાગર ગુરુવરને વરવા રે - ઓ...સંસારી !
કોઈ ચેતો.

## આ ભજનભેદ ભણી લેજો રે

આ ભજનભેદ ભણી લેજો રે - ભક્તો પ્યારા !
લ્યો - અમીરસ પ્યાલો પીજો રે - પ્રેમી મ્હારા !
આ ભજનભેદ ભણી૰

જગનાટક સ્વપ્ના જેવું-
વંધ્યા સુત ખેલે એવું !
એ પાકું મહીં લખી લેવું રે - ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૰

જે જે બે આંખે દેખું,
તેને તરણાવત્ લેખું,
તન, ધન ને માન ઉવેખું રે - ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૰

ચાળા મન ચંચળતાના,
જીતવા ષડ્રિપુ પોતાના,
છો માલિક મન જીત્યાના રે - ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૰

ના શોક મોહમાં મરવું,
મનને નિર્વાસન કરવું,
પછી ભલે ગમે ત્યાં ફરવું રે -ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૰

પ્રેમીજન અંધ અપંગો !
સાગર હરિરંગે રંગ્યો !
સુખદુઃખ સસલાનાં શૃંગો રે - ભક્તો પ્યારા !
આ ભજનભેદ ભણી૰



## છોટાસા મન્તર સ્હેલા

હો જા તું ઘેલા ઘેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૰

જગત સરાહી સમજ લે જાદૂઈ !-
જૈસા કિ સુપનેકા મેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૰

પંચ મહાભૂત આયે ઇકઠ્ઠે -
જાના અકેલા અકેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૰

હો જા તું હલકા ! દીવાના દિલકા !
હરિગુરુદેવકા ચેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૰

રામદીવાના તો દેવોસેં બ્હડીઆ !
ખેલત ખેલ અખેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૰

સાગર હરદમ ‘ગુરુ ગુરુ’ રટના !
છોટાસા મન્તર સ્હેલા !
મુસાફિર ! હો જા તું ઘેલા ! ઘેલા ! હો જા૰

## ए रस कोण पीए ?

એ રસ કોણ પીએ ?
તરસ વિના એ રસ કોણ પીએ ? તરસ વિના૰

રસિયાં તરસિયાં કે કોઈ દરદિયાં,
બનીને ગરજિયાં પીએ. તરસ વિના૰

જે રસ નારદ શારદ પીધો,
જનક, સનક, શુકજીએ. તરસ વિના૰

એ રસ પાખી અગન લગી જેને,
તે તો જગત ક્યમ જુવે ? તરસ વિના૰

જે રસ પીધો ધ્રુવે, પ્રહ્લાદે,
તુલસી, કબીર, નરસિંહે. તરસ વિના૰

ધન્ય હો વ્રજની વનિતા પીનારાં !
કરમા, મીરાં ને તોળાં દે ! તરસ વિના૰

સાગર ગુરુવર એ રસ પાયો !
ખેલત નિત રસદરિયે ! તરસ વિના૰

## घनचक्कर गुरुनो वेष !

જય જય સતગુરુ દાતાર ! મેળો માલિકનો !
ભવસાગર તારણહાર ! મેળો માલિકનો !
જય જય સતગુરુ દાતાર ! મેળો૰

ગુરુ ! ધર્યો અલખ અવતાર ! મેળો માલિકનો !
ગુરુ ! અનભે પામે પાર ! મેળો માલિકનો !
જય જય સતગુરુ દાતાર ! મેળો૰

ગુરુ ! નહીં ભોમ ! નહીં વ્યોમ ! મેળો માલિકનો !
નહીં રવિ ! અને નહીં સોમ ! મેળો માલિકનો !
જય જય સતગુરુ દાતાર ! મેળો૰

ગુરુ ! નહીં ભોગ, નહીં ભેખ ! મેળો માલિકનો !
સતગુરુએ લખીઆ લેખ ! મેળો માલિકનો !
જય જય સતગુરુ દાતાર ! મેળો૰

નહીં ગુરુ, નહીં ઉપદેશ ! મેલો માલિકનો !
ઘનચક્કર ગુરુનો વેષ ! મેળો માલિકનો !
જય જય સતગુરુ દાતાર ! મેળો૰

## हरिभजनमां लग रहीए

લગ રહીએ - લગ રહીએ-
બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ૰

આડે આવે હરિભજનમાં
એનાથી અતડા રહીએ !
બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ૰

ના જોવાનું ના ના જોઈયે-
આંખો બંધ કરી દઈયે.
બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ૰

ના સુણવાનું ના ના સુણીએ-
ભજનધૂનમાં લગ રહીએ.
બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ૰

શો જીવ ઘાલું જૂઠે ઝઘડે ?
જીવને લાભ નથી જરી યે.
બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ૰

શબ્દે ટેકી, અચલ વીરાસન-
સાગર ભવસાગર તરીએ.
બસ ! હરિભજનમાં લગ રહીએ. લગ૰

## अमने एवा गुरुजी मळिया

અમને એવા ગુરુજી મળિયા, જેણે 'કરમ' અમારું ફૂટ્યું !
'અલ્લાહ એક બદામ' કર્યા ! ભાઈ ફના ફાતિહા કીધું !
અમને એવા ગુરુજી૰

'ધરમ', 'કરમ', તન, મન ધન ઉપર વળ્યો ધબડકો મ્હોટો !
બાહ્યાભ્યન્તર દશે દિશાએ, વાળ્યો ગુરુનો સોટો !
અમને એવા ગુરુજી૰

ભણી ગણી 'ધણીઆણી' અમારી પૂરી વ્યસની કીધી !
પાતાં પાતાં 'ભાન' ભૂલાવી, 'શરમ' તજાવી દીધી !
અમને એવા ગુરુજી૰

'દીકરી' મ્હારી ઘરમાં ઘાલી ! ગરુએ નાંખી મારી !
'ધરમાધરમ' કશું ના જોયું ! એ ગત, સંતો ! ન્યારી !
અમને એવા ગુરુજી૰

ચેતો ! 'ધરમ', 'કરમ' થી જાશો, જો ગુરુજીનો મળશો !
થશે 'ખરાબી' સાગરસંગે ! વણ મોતે, ભાઈ ! મરશો !
અમને એવા ગુરુજી૰

## मूकी दो– मूको कर म्हारो – कृष्णजी !

મૂકી દો - મૂકો કર મ્હારો - કૃષ્ણજી !
વૃત્તિઓ કુમળી મ્હારી ભેદાય જો !
વનવગડે અડધે મારગડે એકલા !
ઉભા શું અટકાવી ? ઓ વૃજરાય જો !
મૂકો દો- મૂકો કર મ્હારો - કૃષ્ણજી !૦

આઘા જાવ જરી ! જીવણ ! જાણ્યા તમે !
મીટિ મીટિ ઝરતો મદભર ઝોક જો !
આખ્ખાભાખી હું જેવી કોઈ નથી !
સાચ્ચાબોલી જાણે છે સહુ લોક જો !
મૂકો દો- મૂકો કર મ્હારો - કૃષ્ણજી !૦

આજ લગી ગોરસ લઈ જઈથે આવિયે -
નથી માગ્યાં નથી સુણ્યાં કોઈએ દાણ જો !
ઘેલાં શાં ફ્હાડો છો ? ઓ કહાના ! તમે !
દઈથે તે શી રીતે જીવનદાન જો ?!
મૂકો દો- મૂકો કર મ્હારો - કૃષ્ણજી !૦

પણ-પણ-પણ ઉલટે ઘન સિન્ધુ અનન્તનો !
મુગ્ધ વિવશ મન સરિતા ! સાગર ઘોર જો !
ના - ના - ના ડૂબી - રે - ડૂબી રાધિકા-
તારો કે મારો તુ નવલ કિશોર જો !
મૂકો દો- મૂકો કર મ્હારો - કૃષ્ણજી !૦



## સનમનૂં નામ

નામ છે - નામ છે - નામ છે રે-
મ્હારી સનમનૂં ૐ ૐ નામ છે.

જેના સ્મરણમાં હૂં મુજને ભૂલૂં છૂં,
મ્હારૂં એ યાત્રાનૂં ધામ છે રે -
મ્હારી સનમનૂં ૐ ૐ નામ છે. નામ છે.

'તૂંહિ તૂંહિ' રટતાં તલ્લીન થાઉં પ્રેમમાં !
બીજા પ્રભુનૂં શૂં કામ છે રે ?
મ્હારી સનમનૂં ૐ ૐ નામ છે. નામ છે.

પ્રીતિ એ જ ભક્તિ અને પ્રીતિ એ જ જ્યોતિ !
પ્રીતિમાં મુક્તિનો મુકામ છે રે -
મ્હારી સનમનૂં ૐ ૐ નામ છે. નામ છે.

મીઠડી મઝાઓ ! ને મીઠડૂં દરદ, બસ !
એમાં પ્રેમીને તમામ છે રે-
મ્હારી સનમનૂં ૐ ૐ નામ છે. નામ છે.

સાગર સુખી સુરગુરુપ્રસાદે !
ભજનની ધૂનમાં આરામ છે રે -
મ્હારી સનમનૂં ૐ ૐ નામ છે. નામ છે.

## अमे वेगे वृन्दावन आवशुं !

આવશું - આવશું - આવશું રે-
અમે વેગે વૃન્દાવન આવશું !

ગોરસ રસ ભરી મીઠડી મટુકડી -
માવજીને એમાં સમાવશું રે !-
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું.

દસ દસ ગૌવાં ને અક્કેકો બછીઓ -
કાનજીને કોટે બંધાવશું રે !
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું.

દેહને ને દુનિયાને ઘેલાં ગણાવશું -
નાચે છે એને નચાવશું રે-
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું.

પ્રેમી, ઉદાસી, વ્રજવાસી, રસીલાં -
પ્યાસીને પ્રેમે પીલાવશું રે !
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું.

ગુરુદેવ દત્ત પ્રભુ જ્ઞાનસાગર -
ઊર્મિપે ઊર્મિ રેલાવશું રે !
અમે વેગે વૃન્દાવન આવશું ! આવશું.

## रातडी रहुं मधवनमां !

વનમાં વનમાં વનમાં રે !-
હું તો રાતડી રહું મધુવનમાં !
હુંતો રાતડી રહું.

ઝુલાવું રસિયોજી રેન બધી અંગે !-
મોહ્યો શું બાલા-જોબનમાં રે ?!
હુંતો રાતડી રહું.

'જ્ઞાની' ગુમાની ભેદ પામી શકે ના-
પ્રેમીના અગમ જીવનમાં રે !
હુંતો રાતડી રહું.

કહેતા હસીને : "રૂપાળી તું રાધે ! -"
"બીજી નથી ત્રિભુવનમાં રે !"
હુંતો રાતડી રહું.

"ગાલે ગુલાબી ! ને ભાલે ગુલાબી !-
"ગોપી ! ગુલાબી નયનમાં રે !"
હુંતો રાતડી રહું.

સાગર પ્રેમીનું ઘર બાવનથી બાહ્યરૂં !-
ત્રેપન વટીને ચોપનમાં રે !
હુંતો રાતડી રહું.

## त्हारे घरे ए म्हेमान छे रे

ગાન છે ગાન છે ગાન છે રે-
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

બોલું કે બોલું નહીં તો ય શું થયું ?
નાથજીના નેહનું નિશાન છે રે !
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

વાતો ન પૂછશો મ્હને-હાં -પ્રભુની -
હૈયડલું મ્હારૂં બેભાન છે રે !
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

જાવ શું હસો છો -અલીઓ-હલેતી
મતિ રતિમાં મહાન છે રે !
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

સૈયાં ! મ્હારે તો ખોવાયું - કશું કશું -
કોણે કહ્યું કે 'એ કહાન છે' રે ?
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

'જા ! જા ! ઓ સાગર ! શું હિરદો છુપાવે ?
'ત્હારે ઘરે એ મ્હેમાન છે રે !'
મ્હારા હૈયામાં પ્રેમનું ગાન છે.

## મહીઆરી

હૂં મહીઆરી ! બડી મતવાલી ! મહી વેચવાને જાઊં !-
મહીઆરી હૂં મતવાલી !
મારગડે મળ્યો મોરલીવાળો ! કહે છે હૂં તો દાણ લઊં !
મહીઆરી૦
આઘેરી પાછેરી સહીઓ સહુ રહી ! એકલડી પડી છઊં !
મહીઆરી૦
અડઘી ઘડી કરી રકઝક અમથી ! મનડૂં વિવશ મુગ્ધ બહુ!
મહીઆરી૦
છૈએ આહીરડાં ! ગરીબડાં શૂં દઈયે ? દાસી સદા થઈ રહૂં !
મહીઆરી૦
આલિંગી ઉર ઉરથી રસસાગર ! રોમે રોમે હરખાઊં !
મહીઆરી૦

## લે લે પરસ્પર કોલ !

મહીમટુકી ત્હારી ખોલ !
ના ! ના ! જવા દેને, ક્હાના !
'આઘેરો જા ! મ્હારૂં ઓઢણ ફાટ્યૂં - ચીરાયૂં ચીર અમોલ !'
મહી૦
ના ના છે મુખમાં ને મનમાં છે હા હા ! હૈડૂં ચ્હડ્યૂં છે હીંદોલ !
મહીં૦
શેરડા મ્હોડા પરે છે શરમના ! ઘેલા અધુરા શા બોલ !
મહી૦
તૂં રસગોપી ને હૂં રસસાગર ! લે લે પરસ્પર કોલ!
મહી૦

## क्हाना–क्हाना कामणगारा !

કહાના કહાના કામણગારા ! ગાયો ચા...રશો.....મા !-
ચારો ચારો તો વ્રજલાલા ! વેણ વગા...ડશો....મા !
કહાના કહાના કામણગારા !૦
ગાભિણી ગાભિણી ગૌવાં મ્હારી- -
સહજ સહજ ચરતી જ બિચારી - -
બેહદ બંસી ભારી - - નાથ ! - નચા...ડશો...મા !
કહાના કહાના કામણગારા !૦
જાઉં જ્યાં જમુનાજી ન્હાવા -
આવ્યા ત્યાં હરિ બંસી બજાવા !!
લાલા ! લક્ષણવંતા ! લેહ લગા..ડશો..મા !
કહાના કહાના કામણગારા !૦
વ્હાણોવ્હાણ જ વેણ વગાડી-
અંગોપાંગે છંદ લગાડી-
સૂતા ઊડેરા ઉરભાવ - જગા..ડશો..મા !
કહાના કહાના કામણગારા !૦
આવી ગૌ વૃન્દાવન ચરવા -
લાવ્યા બંસી ત્યાં શું કરવા ? -
રસિયા સદ્‌ગુરુ સાગરરાજ - રમા...ડશો...મા !
કહાના કહાના કામણગારા !૦

## व्हाला व्हाला ओ व्रजलाला !

વ્હાલા વ્હાલા ઓ વ્રજલાલા ! ગોકુલ આ...વશો..મા !
આવો આવો તો મતવાલા ! બંસી લા..વશો..મા!
વ્હાલા વ્હાલા ઓ વ્રજલાલા૦
અયિ બંસી ! તું કામણગારી !
હું માંથી દે 'હું' જ વિસારી !--
આવાં રાધાઘેલાં છેક બના...વશો...મા !
વ્હાલા વ્હાલા ઓ વ્રજલાલા૦
બંસીનો ! રણકારો સુણતાં -
'ગૌબાલક' ચમક્યાં પય પીતાં -
હાં - હાં - એવાં - ગભરૂ ગાય દુભા..વશો...મા !
વ્હાલા વ્હાલા ઓ વ્રજલાલા૦
હું મોહન મુરલી પર - વારી !
કોઈ શું જાણે ગોપકુમારી ?!
લોકડિયાનાં વાંકા વેણ સુણા...વશો..મા !
વ્હાલા વ્હાલા ઓ વ્રજલાલા૦
નિત્ય પ્રભાતે મધુપુરી જઈયે-
એ ચીલે કહાના ! નવ રહિયે-
આખ્ખી વાટે - સાથે-વાહ ! મુંઝા..વશો..માં !
વ્હાલા વ્હાલા ઓ વ્રજલાલા૦
નાદ નવલ उन्मनि ઘર આઘો-
ઠેઠ સગુણ નિર્ગુણ પર જાગ્યો-
અંગ વિહંગમ સાગર રંગ ઉડા..વશો...મા !
વ્હાલા વ્હાલા ઓ વ્રજલાલા૦

## કાળો નથી !

ના —ના ! નથી ક્હાન કાળો !

માડી મ્હારી ! ના - ના ! નથી ક્હાન કાળો !

કીકીઓ કાળી ને કાળપ જગની ! તેણે તમે શ્યામ ભાળો !

માડી મ્હારી !૦

કહો તો તમે, માડી ! આપૂં આ નેણાં ! આંખોએ મ્હારી નિહાળો !

માડી મ્હારી !૦

હરદમ હૈયે - તજી લાજ બોલૂં - રસિયો વસ્યો એ રૂપાળો !

માડી મ્હારી !૦

કાલે મ્હને વ્હાલે રંગે રમાડી ! ઘરૂણી હૂં - એ ઘરવાળો !

માડી મ્હારી !૦

રાધાને મન, માડી ! આ ભવસાગર, એના વિના ખારો ખારો !

માડી મ્હારી !૦

## નાચ

નાચત થેઈ ! થેઈ ! થેઈયાં !

કન્હૈયાજી નાચત થેઈ ! થેઈ ! થેઈયાં !

હૂં યે નાચૂં ને તૂં યે નાચે ! નાચત સારી ધરૈયાં ! કન્હૈયાજી૦

સોળ હઝાર કુંવારીઓ નાચે ! રુમઝુમ રાસ રમૈયાં ! કન્હૈયાજી૦

નાદ અનાહત બંસી બજૈયાં ! કોટિ બ્રહ્માંડ ગજૈયાં ! કન્હૈયાજી૦

શશી સૂર તાન ધરૈયાં ! તથૈયાં ! જળ જમુનાનાં ઠરૈયાં ! કન્હૈયાજી૦

એક અનલ્હક્ક અલખ લખૈયાં ! સાગર સૈયાં રીઝૈયાં ! કન્હૈયાજી૦



## યાદી

આવૂં ભૂલી ન જઈયે-ઓ નાથ ! ભૂલકણા ! હો ! ભૂલી ન જઈયે-

મ્હને આવે ઘડી ઘડી યાદ - ભૂલકણા હો ! ભૂલી ન જ જઈયે.

આવૂં૦

ગોકુલથી હૂં આવતી - (ને) વૃન્દાવનથી આપ :

અડધે મારગડે મળ્યાં - હૂં તો લાજી ઉભી ચુપચાપ-

ભૂલકણા ! હો ! ભૂલી ન જઈયે. આવૂં૦

મીઠૂં ત્હારૂં મુખડૂં - (ને) મીઠલડાં તુજ વેણ :

મ્હને બનાવી બાવરી-લાગ્યાં -લાગ્યાં, પ્રીતમ ! ત્હારાં નેણ-

ભૂલકણા ! હો ! ભૂલી ન જઈયે. આવૂં૦

બંસી ત્હારી બાજતી - (ને) ગાતી હૂં રસગીતઃ

નિત નિત નવૂં રૂપ ધારતી, કહાના ! ત્હારી ને મ્હારી પ્રીત-

ભૂલકણા ! હો ! ભૂલી ન જઈયે. આવૂં૦

સુતાં, ઉઠતાં, બેસતાં-(ને) પળ પળ જપતી નામઃ

જીવડલો ઝંખે સદા-મ્હારો તૂં હિ તૂંહિ સુન્દર શ્યામ-

ભૂલકણા ! હો ! ભૂલી ન જઈયે. આવૂં૦

ઓ સ્વામી ! શાને કર્યો - સાગરઘેર મુકામ ?

લોકડિયાં દુશ્મન ગણે-નિન્દે ગોકુળિયૂં સારૂં ગામ-

ભૂલકણા ! હો ! ભૂલી ન જઈયે. આવૂં૦

## શ્રી ગીતાનો ગરબો

ઊઠો ! ઊઠો ! અર્જુન ! સમજો ગીતાશાસ્ત્રને રે -
જેણે કર્મ કરેલાં સર્વ અકર્મ ગણાય -
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન !૦

આ 'મ્હારાં' આ 'પારકાં'-એ 'માયા' એ 'મોહ'
એવો 'ભેદ' કર્યા વિના -ધર્માધર્મ જ જોય-
જીવનમુક્ત છતાં યે ન તજ્યાં રાજસ્થાનને રે-
જેવા જનક વિદેહી ને રઘુપતિ શ્રી રામ-
એવા અદ્‌ભૂત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન !૦

દેશ, કાલ, સ્થિતિ ભેદથી, કર્મ ભલે બદલાય;
પણ, આત્મા અંતર વિષે, ના ના ના લેપાય-
જ્ઞાની, સિદ્ધ નિરંતર સેવે આ પ્રજ્ઞાનને રે-
જેને બ્રહ્મ અનુભવ જરી યે સ્ખલિત ન થાય-
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન !૦

ચિત્ત, બુદ્ધિ, મન, હું થકી, આત્મા ચતુરાતીત;
દધિ, પય, માખણ વણસતાં, તાવ્યું ટકે નવનીત-
નિત્યે બ્રાહ્મી દૃષ્ટિ ત્રિપુટીએ પ્રસ્થાનને રે-
અનુભવી જ્ઞાની તેથી કર્મ કરે, પણ મુક્ત !
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન !૦



મહાયોગી, મહાભક્ત જે, જે મહાજ્ઞાની બ્રહ્મ;
કર્મ મહત્ત્વ ગણે નહીં - હેતુ મહત્ત્વ જ ધર્મ-
ધર્મે લડવાં લખીઆં મ્હારે ખુદ ભગવાને રે-
'હેતુ' ધર્મ તણો ધરી, યુદ્ધે થાવ પ્રચંડ-
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન !૦

॥ ॐ બ્રહ્મ ॥ ગુરુમંત્રથી - બ્રહ્મ બ્રહ્મ તું હોય ;
મર કે માર યદચ્છ હો - તું કંઈ કર્તા ન્હોય-
'હોવું - કરવું' સર્વે અર્પી દો નિર્માણને રે-
ચાલે આદિ અનાદિથી આ તો ઈશ્વરતંત્ર !
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન !૦

ધન્ય ! ધન્ય ! પ્રભુ કૃષ્ણજી ! ધન્ય સખા અર્જુન !
તુરીયાતીત વિરાજતા - નહીં પાપ નહીં પુણ્ય-
ધરીઆં નિર્ગુણ બ્રહ્મે માનવનાં અભિધાનને રે-
શ્રીમદ્ ભગવદ્ ગીતામૃત રસસાગરરાજ -
એવા અદ્‌ભુત વિધિએ ભણીએ ગીતાજ્ઞાનને રે !
ઊઠો ! ઊઠો ! અર્જુન !૦

## रामस्मरण

રામ સુમર રામ સુમર રામ સુમર, ભાઈ !
મનુજ દેહ કેરી ખરી એ જ છે કમાઈ.
રામ સુમર રામ.

નેન ! જુવો રામ રામ ! કાન સુણો રામનામ !
જીભ ! ગા તું ઠામ ઠામ રામની દૂહાઈ.
રામ સુમર રામ.

આત્મરામનું રટણ ! નામ, રૂપ, વિસ્મરણ !
ચિદાનન્દરૂપ ઘન ! જૂઈ દૂઈ જૂઠાઈ !
રામ સુમર રામ.

પુરુષ રાજ્ય હર જગાહ ! પ્રકૃતિ ! તું વિલય થા !
મુનિ બની અભેદ ગા ! અહલ્લેક લ્હે લગાઈ.
રામ સુમર રામ.

સહજ રૂપ વિરાટ ! વાહ ! વાણી, બદ્ધિને અથાહ !
બ્રહ્મસાગરે શી, અહા ! ઊર્મિ ઊભરાઈ !
રામ સુમર રામ.

## मन ! हरि भज रे !

મન હરિ ભજ રે ! મન ! હરિ ભજ રે !-
બેટા ! હો જા નગન !

ૐ હરિ ભજ રે ! ૐ હરિ ભજ રે !
ત્હારી લાગી લગન !

કોઈક તજતા, કોઈક ભજતા ! વિધવિધ માયાવેષ !
સાધુને તજવું ભજવું ના, સર્વોપરિ સ્વદેશ.
મન ! હરિ ભજ રે !.

કોઈક પૂજે ભૂતને ! ને કોઈક પૂજે પ્રેત ;
જોગી પૂજે અલખ નિરંજન ! લાગી ઠેઠાઠેઠ !
મન ! હરિ ભજ રે !.

કોઈક વાંચે વેદ પુરાણો ! કોઈક ગીતાપાઠ;
આશક જોગી કશું ન વાંચે ! હસતો દેખે ઠાઠ !
મન ! હરિ ભજ રે !.

કોઈક કલા કવિતા રચતા ! કોઈક નાટક રંગ;
મ્હારા રામ ભણેલું ભૂલ્યા ! એ અબધૂ અડભંગ.
મન ! હરિ ભજ રે !.

કોઈક ધરમ કરમને પૂજે ! કોઈ દેવી ને દેવ;
સાગર રામ અગમ ગમ સૂજે, બુઝે જો ગુરુભેવ
મન ! હરિ ભજ રે !.

## राम तुं हि गावुं

રામ તું હિ રામ તું હિ ! રામ તું હિ ગાવું :
રામમાંથી જન્મી દેહ, રામમાં સમાવું.
રામ તું હિ રામ.

તુમ હિ રામ ! હમ હિ રામ ! સબ હિ રમે રામ રામ !
ચલો ભાઈ ! સાધુ રામ ! નામતીરથ ન્હાવું.
રામ તું હિ રામ.

સુખ, દુ:ખ વ્યર્થ નામ ! પુણ્ય પાપ બે હરામ !
હંસરામ ! નિર્વિરામ - સહજ રૂપ ધ્યાવું.
રામ તું હિ રામ.

દેહ, ગેહ કૈં ન નેહ ! નેહ નહીં તે વિદેહ !
અલખધૂન લાગી લેહ ! અજપનું જપાવું.
રામ તું હિ રામ.

બ્રહ્મસાગરે સદા થતા ન થતા બુદ્‌બુદા !
સહજ મુદા સર્વદા - વિકલ્પ ના ઉઠાવું
રામ તું હિ રામ.



## रामनामनुं नाणुं

રામનામનું નાણું ! સંતો ! રામનામનું નાણું !
ધન દૌલતમાં અમે કમાયા ગુરુગોવિન્દનું ગાણું
સંતો રામનામનું.

દુ:ખ, ચિન્તા કે શોક, મોહને શું કરવાને જાણું ?!
રામનામથી સભર ભર્યાં સૌ ઉભરે અણું પરમાણું !
સંતો રામનામનું.

જોગ, જગન, તપ, તીરથ સૌમાં, નહીં કોઈ નામ સમાણું;
રામગુરુ ગુરુરામ મંત્રને, અનભે કરી વખાણું.
સંતો રામનામનું.

ભૂત, ભવિષ જ્યાં છતે નથી ત્યાં જીવતાં થાપ્યું થાણું !
મરણ વિના મરણું માણ્યું ! ભાઈ ઉકલી ગયું ઉખાણું !
સંતો રામનામનું.

ૐ એકવીસ હજાર છસોનું વ્યસન પડ્યું હંસાનું:
વાસ વસ્યો મ્હોટે ઘર સાગર ! જીવતાં જીવિત મુવાનું
સંતો રામનામનું.

## रामंमंत्र है प्यारा

હમારા રામમંત્ર હૈ પ્યારા ! કોઈ ભેદુ જાણણહારા !
જિસ્કા અનભે અગમ અપારા ! ઉસ્કો ક્યા જાણે સંસારા ?
હમારા રામમંત્ર હૈ૰

રામમંત્રકો ગુરુગમસેં, ભાઈ ! કોઈ વિધિસે ના જપતા,
ઉસી સબબસેં રામમંત્રકો ! ગુરુજી કિસીકો ના દેતા !
હમારા રામમંત્ર હૈ૰

આદિમંત્ર યે ! અમરમંત્ર યે ! સબ મંત્રોમેં બંકા !
સાન, સમજ, ગુરુગમસેં ભજ લે ! કામ ફતેહકા ડંકા !
હમારા રામમંત્ર હૈ૰

રામમંત્રસેં તર્યા કબીરા ! દુષ્ટ દશાનન માર્યા;
કૈસા દિલ વાલ્મિક થા ? સંતો ! બ્રહ્મઋષિ કહેલાયા !
હમારા રામમંત્ર હૈ૰

રામમંત્ર તારક ગુરુવાચક ! દિલ જિસ્ને ઠહરાયા;
રામ બરાબર રામ બના દે ! સાગર અનભે પાયા !
હમારા રામમંત્ર હૈ૰

## मरंवुं तो हक छे

મરવું તો હક છે, બાવા ! મરવું તો હક છે,
(પણ) રામભજન વિણ જીવવું, બાવા ! ધિક ધિક એ ધિક છે.
બાવા ! મરવું તો૰

મરવું ધર્મ શરીરી સહુનો, એમાં તે શું ડરવું ?
પટકુળ બદલી પિયુને મળવું ! ગગન ઉપર ઘર કરવું.
બાવા ! મરવું તો૰

પીર, પેગમ્બર, અવતારીને, પડે શરીર બદલવું;
એવું મરવું સંતોનું, ભાઈ ! મહાજળે જળ મળવું.
બાવા ! મરવું તો૰

ધણીની થાપણ ધણીને સોંપી ! મટી ગયું સાચવવું;
આતમરામ નફકરા થઈને, વાયુલહરવત્ ફરવું.
બાવા ! મરવું તો૰

જીવતાને ભય મરવાનો, ભાઈ ! પળ પળ રામ સુમરવું;
સાગર મુવો ગુરુને હાથે ! ફરી ફરી નથી મરવું.
બાવા ! મરવું તો૰

## अनादिना अवधूता

અબધૂતા રે અબધૂતા -
અમે આદિ અનાદિના અબધૂતા !

નામ તો હમારૂં નવે ખંડે ગાજતું -
સચ્ચી ! ''નહીં-જા-જા-જૂઠ્ઠા-'' અનાદિના અબધૂતા !
અબધૂતા રે અબધૂતા ! અમે.

ભઁવર ગુફાએ ૐ અનભે મુકામ છે ને મેરુ ગિરિ પાર વાસા;
રાત ને પ્રભાત 'દ્વૈત' છતમાં જ છે કહીં ? ઝળહળ જ્યોતિ ઉજાસા !
અનાદિના અબધૂતા ! અબધૂતા રે.

દશે દિશાથી અમે દેવને બોલાવ્યા ને ઢીંગલા ઢીંગલી બનાયા;
ગગનમંડલસપેં અનાદિ અનન્તમેં, દેખો ! જી ! કૈસા નચાયા ?
અનાદિના અબધૂતા ! અબધૂતા રે.

'ડંમડંમ' ડમરુ મહાદેવજી બજાવે ને ભૂતપ્રેત નાચે ખવીસા!
બ્રહ્મા ને વિષ્ણુ બે હદમાં હુઝૂર છે ચોવીસ-પચ્ચીસ ને છવ્વીસા !
અનાદિના અબધૂતા ! અબધૂતા રે.

નવસો નવ્વાણુ નદી સાગરે સમાણી ને કાયા કહીં કહી માયા ?!
કર્તા સ્વયંભૂ-સ્વયંભૂ અકર્તા-નામે સનમ બિસમિલ્લાહ !
અનાદિના અબધૂતા ! અબધૂતા રે.

## ધવલ

ધન્ય ! ધન્ય ! જી રે આજ દ્હાડલો !
જી રે ધન્ય તિથિ ! ધન્ય વાર ! હરખ પારાવર -
પ્રેમીઓને બારણે !
ધન્ય ! ધન્ય ! જી રે૦

રાધારાણી રીઝતાં, હાં ! મળીઆ મોહનલાલ !
આવી અચાનક ભેટતા રે-રંગે રમતા શ્રી નટવરલાલ !
વારી જાઉં વારણે !
ધન્ય ! ધન્ય ! જીરે૦

રઘુપતિએ સેતુ બાંધ્યો, સીતા મળવા કાજ !
લંકા જીતી આવતા રે-મળ્યાં દંપતિ પ્રીતિથી આજ !-
રત્નાકરને આંગણે !
ધન્ય ! ધન્ય ! જીરે૦

કાયાની માયા ટળી ત્યાં સંશયશોક વિલાય !
જેમ હતૂં તેમ દેખતાં રે - અજી ! રસ રસ રસ છલકાય !
સૈયાં ! ત્હારે બારણે !
ધન્ય ! ધન્ય ! જીરે૦

ધન્ય ! ગુરુજી ! પ્રછવી, હાં ! સુરસરિતા ઘર માંહ્ય !
પ્રેમસુધારસ પામતાં રે-બ્રહ્મસાગર પૂર ઉભરાય !-
સાગરજીને આંગણે !
ધન્ય ! ધન્ય ! જીરે૦

## દૈવી મોરલાને

ઓ મોર ! મોંઘા મૂલના ! ટહૂકી ગયો મીઠૂં મીઠૂં !
અફસોસ ! રે ! અફસોસ ! મ્હારે એક પળ મોડૂં થયૂં !
ઓ મોર !૦

ત્હારા હ્રદયના ગાનનાં પ્રતિબિમ્બ આ દેખાય છેઃ
પ્રત્યક્ષ પણ ગાતાં સુણ્યો ના તેથી દિલ દુભાય છે !
ઓ મોર !૦

રોતાં અને ગાતાં તૂંને, આ આંખથી જોયો નહીં !
અફસોસ ! આ કર્ણે તૂંને, પ્રિય ! ટહૂકતો સુણ્યો નહીં !
ઓ મોર !૦

સૂકી સૂકી આ ભૂમિમાં, રેડી ગયો શી આર્દ્રતા !
લૂખાં લૂખાં હ્રદયો હમારાં સ્નેહરસભીનાં કર્યા !
ઓ મોર !૦

તુજ ગાન ગમ્ભીરતાભર્યૂં, લઈ જાય જન સુરસૃષ્ટિમાં :
જડતા કરી દૂર દૈવી અંજન આંજતૂં મનુદ્દષ્ટિમાં !
ઓ મોર !૦

તુજ ગાન દિવ્ય વિરામ્યૂં ને હૂં ઊંડાણમાંથી નીકળ્યો :
આવૂં છૂં-આવૂંઃ ત્યાંય તો, તૂં અનન્તમાં ઉડી ગયો !
ઓ મોર !૦

સંકેલી ત્હેં ત્હારી કળા : ને આવવૂં મ્હારૂં થયૂં :
તુજ ગાનના પડઘા સુણ્યાઃ મુખ ના દીઠૂં તે ના દીઠૂં!
ઓ મોર !૦



## अरजी

આવો આવો આવો રે કોઈ સંતજી ! પ્રભુ આવો !-
આવો કે શબ્દ ઘૂંટાવો રે-કોઈ સંતજી ! પ્રભુ ! આવો !
હાં હાં રે કોઈ સંતજી ! પ્રભુ ! આવો !
આવો આવો આવો રે૦

કહો તો, સુરત બનાવિયે, ધરી ધ્યાન દિન રાત;
વ્રત ચાન્દ્રાયણ આદરૂં, ધરૂં મીઠડલાં દુધ ભાત રે-
ગુરુગમ સમજાવો-હાં હાં રે ગુરુગમ સમજાવો !
આવો આવો આવો રે કોઈ સંતજી !૦

સર્પ થયું સોનું રૂપું ! અંગ અડ્યું ન ખમાય;
વિખવિખ સ્વાદ થયા બધા, મન તુંહિ તુંહિ બસ ગાય રે-
બીજું બધ્ધું ભૂલાવો - હાં હાં રે બીજું બધ્ધું ભૂલાવો !
આવો આવો આવો રે કોઈ સંતજી !૦

રાખું તન પ્રભુજીભૂખ્યું, દઉં લૂખું જરી અન્નઃ
પોથાં પર પાણી મૂકું, રાખું હરિભર્યું ભરપુર મન રે -
પ્રભુ ! ભક્તિ ભણાવો- હાં હા રે પ્રભુ ! ભક્તિ ભણાવો !
આવો આવો આવો રે કોઈ સંતજી !૦

થઈ જોગણ જંગલ ભમું, આપો, ગુરુ ! આદેશ !-
તન મન સોરંગી કરૂં, ગંગાજમુની થયા મ્હારા કેશ રે !-
પેલો દેશ બતાવો, હાં હાં રે પેલો દેશ બતાવો !
આવો આવો આવો રે કોઈ સંતજી !૦

મૃગજળ તજી, પ્રભુશરણમાં, તન, મનના માલેક !
સાગર હરિગુરુસંતજી ! અજી ! અબઘડીના અહાલ્લેક રે !-
પ્રભુ ! જયોતિ જગાવો-હાં હાં રે પ્રભુ ! જયોતિ જગાવો !
આવો આવો આવો રે કોઈ સંતજી !૦

## मूक्यो न म्हारो केडो !

હવે મુને ના છેડો !
ગુરુજી ! હવે મુને ના છેડો !
ગુરુજી ! હવે૦

'રથે' ચડીને ! આવ્યા, ગુરુજી ! પકડી રાખો 'ઘોડો' !
"પૂરી" કરવી હોય મુને તો, "તન" પર રથડો ખેડો !
ગુરુજી ! હવે૦

"સાત માળ" ની બડી હવેલી ! ઉપર છેલ્લો મેડો !
"એકાન્તે" ત્યાં તેડી ગુરુએ ! પકડ્યો મ્હારો "છેડો"!
ગુરુજી ! હવે૦

"માતા"મ્હારી "બાળકુંવારી" ! પહેલો પાલવ પકડ્યો !
"આડું-અવળું" હવે બતાવી, મુને લગાડ્યો નેહડો !
ગુરુજી ! હવે૦

ક્હેશો તેમ, કરીશું ગુરુજી ! રામદૂહાઈ ના દો :
હાજર સાગરરાજ ચરણમાં ! મૂક્યો ન મ્હારો કેડો !
ગુરુજી ! હવે૦

## "सनम तमारी, सागर !"

ઈજત અગર હમારી-કોણે બિગાડી દીધી ?
પૂછ્યું :- 'શરાબદારી-જરી કમી શું કીધી ?' !
ઈજત અગર હમારી.

પંડિતજી ! પીપ ખોલો !
કાઝી ! કવ્વાલી બોલો !
ગુલાબી પ્યાલી-લો-લો ! હાં ! હાં ! જી ! પ્રીતું કીધી !
ઈજત અગર હમારી.

બિછાવ, દોસ્ત વલ્કલ !
બેહિશ્ત બન્યું જંગલ !
ઈનામમાં કમંડલ ! જહાં જલાવી દીધી !
ઈજત અગર હમારી.

કાશીથી શાસ્ત્રી આવ્યા-
મ્હેમાન મ્હેં બનાવ્યા !
મિયાંજીથી મિલાવ્યા ! - ભેગી ઉજાણી કીધી !
ઈજત અગર હમારી.

**"સનમ તમારી, સાગર**
! –
"લગાવી કર ગળા પર-
"ચડી પલાંઠી ઉપર ! તજી શું લાજ દીધી ?!"

## લાડીલાંનૂં ગીત

માનો તો તમને મનાવૂં :
લાડીલાં ! માનો તો તમને મનાવૂં.

પચરંગી ભિક્ષા ઈકઠ્ઠી પકાવૂં : સંગે બેસી સંગે ખાવૂં !
લાડીલાં !૦

સાહેલી સોળ સહસ્ત્રની સંગે પટરાણી તમને બનાવૂં !
લાડીલાં !૦

છચોક જગાવૂં, જી ! અલખ તમારો ! દશદિશ નામ ગજાવૂં !
લાડીલાં !૦

તેડાવૂં, આલી ! અહા ! વિશ્વકર્મા ! અદ્ધર તખત ઘડાવૂં !
લાડીલાં !૦

સુવરાવૂં **સાગર** સંગે સદા યે ! થેઈ થેઈ નાચ નચાવૂં
લાડીલાં !૦

卐 卐
卐



## વિજોગણ

કોઈ મીલાવે મ્હારો શ્યામ ? સખિ ! મ્હારો શ્યામ મિલાવે ?
તાર લાગ્યો 'તૂં હિ તૂં હિ' નામ - સખિ ! કોઈ શ્યામ મીલાવે ?

હૂં દૂલ્હન ગોકુલની - પ્યારી કરી ત્હેં, કહાન !
ના-ના-ના લવતી રહી-તોયે લાગી ગયા નેનબાણ-
સખિ ! કોઈ શ્યામ મીલાવે ? કોઈ૦

જુદી કરી ત્હેં ત્યારથી - નથી શરીરનૂં ભાન-
હૈયાસૂની હૂં આથડૂં-લાગ્યૂં-લાગ્યૂં, કહાના ! ત્હારૂં તાન-
સખિ ! કોઈ શ્યામ મીલાવે ? કોઈ૦

સાથે સહુ ગૌ ચારતાં - મળતી અધઘડી કોક-
ભેટી કહેતો-નહીં તજૂં-તોયે લખિયો નસીબે નસીબે વિજોગ-
સખિ ! કોઈ શ્યામ મીલાવે ? કોઈ૦

જટાધારી જોગણ બનૂં-પ્હેરૂં ભગવો વેષ-
જઈને પ્રીતમને મળૂં-મ્હારી રગરગમાં ગોકુલેશ !
સખિ ! કોઈ શ્યામ મીલાવે ? કોઈ૦

હા ! વિરહાગ્નિ વેઠવો - **સાગર**નૂં શૂં જોર ?
'પિયુ-પિયુ' જપતી કરી ગયો-હૈયું હરી ગયો નન્દકિશોર!
સખિ ! કોઈ શ્યામ મીલાવે ? કોઈ૦

## જોગીની ગઝલ

જનમના જોગીડા છૈયેઃ હમે તો જોગીડા છૈયે :
ખુદાના ખુદ બન્યા છૈયે : જનમના જોગીડા છૈયે.
સનમના જોગીડા છૈયે-
સનમના જોગીડા છૈયે :
અનલ્હક્કમાં મચ્યા રહીએ-
જનમના જોગીડા છૈયે.
હમે જૂના ઝમાનાના-
શરાબી આદમી છૈયેઃ
ડુબેલા ઈશ્કને દરિયે-
જનમના જોગીડા છૈયે.
ફકીરી હાલમાં ફરીએ-
ન પર્વા કાલની કરી :
ખુદા દિલ્બર સનમ કહીએ-
જનમના જોગીડા છૈયે.
ભલે રડીએ ! ભલે હસીએ !
ભલે પડીએ ! ભલે ચ્હડીએ !
મગર ના ના નહીં ડરીએ-
જનમના જોગીડા છૈયે
નહીં નહીં નોકરી કરીએ-
અસલ મસ્તાન દિલ છૈયેઃ
ઝુલમ ઝૂઠા નહીં સહીએ-
જનમના જોગીડા છૈયે.
સનમના પ્રેમસાગરની -
હમે ગેબી લહર છૈયે :
સનમના મસ્ત કાયમના -
જનમના જોગીડા છૈયે.



## દિલ્જાનને ઝનાને

દિલ્જાનને ઝનાને - મ્હને જગા મળી છે !
લગાવૂં છૂં હું ઝાડૂં - સદર રઝા મળી છે.
દિલ્જાનને.

સફા બધૂં બનાવૂં :
હૂં વાંકમાં ન આવૂં :
સનમ ત્હને રીઝાવૂં -તૂં તો બહુ ભલી છે.
દિલ્જાનને.

અસલ લગાવૂં ઝાડૂંઃ
છુપાઈ જોઉં મુખડૂં :
અહા ! બદન ઉઘાડૂં-શી જ્યોત ઝળહળી છે !
દિલ્જાનને.

લવૂં ગઝલ રસિલી !
ફિદા થતી છબિલી !
બનેલી પ્રેમઘેલી-મુરાદ બસ ફળી છે !
દિલ્જાનને.

ન થા, હુમા ! તૂં પાગલઃ
ભલા ! સવાન ના કર :
'તમારી સાથ, સાગર ! -અગર શૂં એ હળી છે ?
દિલ્જાનને.

## જ્ઞાનગોઠડી

ઓ જ્ઞાનીઓ ! આવો જી ! કરીએ કંઈ જ્ઞાનની ગોઠડી !
દશ દિશ જુવો ! નાચે છે નિજરૂપ સજી રસઘાટડી !
ઓ જ્ઞાનીઓ ! આવો જી !૦

કોઈક કહે પરમેશ્વર એ-
રસિયાજી શ્રી રાધાવર છે :
ના ના નિજથી કશૂં એ પર છે !-
ઓ જ્ઞાનીઓ ! આવો જી !૦

કોઈ બ્રહ્મ તણી માયા ભાખે !
કોઈ રાખે ને કોઈ ત્યાગે !
જ્ઞાની ના ત્યાગે ના રાખે !
ઓ જ્ઞાનીઓ ! આવો જી !૦

ઘર સહજ તણું જ અનુભવીનૂં :
કરવૂં-ના કરવૂં સૌ હરિનૂં :
જયમ છે ત્યમ સુન્દર રૂપ બન્યૂં !-
ઓ જ્ઞાનીઓ ! આવો જી !૦

આ ઠાઠ બધો ય થયો-ન થયો !
સાગર સમરસ સહજે વિલસ્યો !
પણ-કોટિ વિધિથી ગવાઈ રહ્યો !
ઓ જ્ઞાનીઓ ! આવો જી !૦



## નહીં રે ચૂકૂં

નહીં રે ચૂકૂં - હૂં તો નહીં રે ચૂકૂં-
મ્હારી શ્રદ્ધા ને ભક્તિમાં નહીં રે ચૂકૂં.

મ્હેલમાં કે જેલમાં 'તૂંહિ તૂંહિ' તાર છે; દુનિયાની માયાને નહીં રે ઝુકૂં-
મ્હારી૦

ભક્તિમાં, બાપુ ! પડાવશો ભંગાણ તો ભીખી ખાશૂં કંઈ લૂખૂં સુકૂં
મ્હારી૦

લેશો શરીર તો એ છે શ્રીકૃષ્ણાર્પણ ! ભક્તિની ભાવનાને નહીં રે રોકૂં.
મ્હારી૦

વાતો વ્હેવારની તો મ્હારે હરામ છે ! ૐ સનમ વિના દમ નહીં રે ફૂંકૂં.
મ્હારી૦

મ્હારે સનમ સાથે સાચો સંબન્ધ છે, સાગર! દિલ્દારને નહીં રે મૂકૂં.
મ્હારી૦

## પ્રલોપો પ્રેમીના દિલના

પ્રલાપો પ્રેમીના દિલના - સનમ જાણે - ધણી જાણે :
'તૂં હિ તૂં હિ' નાદ ઘાયલના - ઘવાયાં હોય તે જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના।

વિલાપો જાનકીજીના-
બુઝે શૂં લોક લંકાના ?
પિછાને કોઈ હનુમાના - ખરેખર રામજી જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના।

મીરાંનાં પ્રેમઆંસુને-
કઠિન રાણાજી શૂં જાણે ?
બનેલૂં ઘેલૂં એ જાણે - ખરૂં શ્રીકૃષ્ણજી જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના।

બધી બાજૂ ખરાબીની-
સખત મસ્તી શરાબીની-
સૂફીઓ હોય તે જાણે - અગર, દિલ્દાર ! તૂં જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના।

જિગર ઉસ્તાદ સાગરશાહ-
ડુબ્યૂં, હાં ! પ્રેમધર્મપ્રવાહ-
ડુબેલાં હોય તે જાણે- અગર બસ ૐ ।। સનમ જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના।



## છેક વહી જાવું !

ખુદાને તો ખુદા જાણે ! અહીં તો બસ બધું આવું !
રહું દિનરાત મયખાને ! અહો ! હરદમ પીવું-પાવું !
ખુદાને તો ખુદા જાણે !।

ભલા ! તું કોણ ? ને ક્યાંથી ?
કબર પર કોણ સંગાથી ?
અગર ભર પ્યાલી છલકાતી-પી ! લે ! લે ! આવ ! સમજાવું !
ખુદાને તો ખુદા જાણે !।

નહીં મુસ્લીમ ! નહીં હીન્દુ !
અજાતિ ને અનામી તું !
ખલકના ખેલ સહુ જાદૂ ! અસલ તો બસ ફના થાવું.
ખુદાને તો ખુદા જાણે !।

હઠો ઓ નીતિનાં તાબૂત !
જગતના ઠગ બધા હડધૂત !
અગમ છે ઇશ્કના અબધૂત ! પીવું-પાવું અને ગાવું.
ખુદાને તો ખુદા જાણે !।

ન કરશો સોબતે સાગર-
રખે ઘર થાય દિલ અન્દર!
કરો તો, હાં ! ઉપર ઉપર! અગર બસ છેક વહી જાવું !
ખુદાને તો ખુદા જાણે !।

## घेंघट हाल शुं जाणे ?

અગર પરદેશમાં ભમતો, વતનની વાત શું જાણે !
પ્રીતમના પ્રેમની વાતો, કુંવારી કોઈ શું જાણે ?
અગર પરદેશમાં ભમતો।

ન કર નાહક અગર ટક ટક !
લખ્યાં કર જા કવિત - નાટક !
કલા નથી ઈશ્ક, અય મૂરખ ! હીકીકત, હાં ! તું શું જાણે ?
અગર પરદેશમાં ભમતો।

તડપતો કાં ઈજ્જત ઉપર ?
કલમપેશી કમી જરી કર !-
ખિતાબો કર ખરિદ બહેતર ! શરાબોને તું શું જાણે ?!
અગર પરદેશમાં ભમતો।

મગઝ મુસ્તાક અક્કલ પર !
જિગર ગુસ્તાખ યા ખુદ પર !-
ભમે મન લાખ બાબત પર!! તું જા ! જા ! ઈશ્ક શું જાણે ?
અગર પરદેશમાં ભમતો।

ભલા ! શૉખીન ગાયનના !
"ઈ-ઈ-આ-આ" કરી તું ગા !!
મગર, **સાગર** શરાબીના તું ઘેંઘટ હાલ શું જાણે ?
અગર પરદેશમાં ભમતો।



## अगर ए क्यां गयो सागर ?!

અગર એ ક્યાં ગયો -'સાગર'-સનમને માગતો'તો તે ?-
ખુદાઈ ઈશ્કની ખાતર-જહાંને ત્યાગતો'તો તે
અગર એ ક્યાં।

બધો દીવાન શું બરબાદ ?!
સૂફીઓના ખરા ઉસ્તાદ !
નહીં મજનું ! નહીં ફરહાદ!-"અનહલક" ગાજતો'તો તે ?!
અગર એ ક્યાં।

નથી ચોટી ! ન દાઢી મૂછ !
નથી ધૂણી ! ન ચિમટો કુછ !
જનાઝા પર જૂવો અબધૂત !'શિવોઽહમ્' બોલતો'તો તે ?!
અગર એ ક્યાં।

અગર યહ ! વાહ ! ગુરુજી વાહ !-
પલક ભર ઠેરીએ જી ! શાહ !-
ફકીરા ! આપ હો અલ્લાહ - ચિલમમાં ઘૂંટતો'તો તે ?!
અગર એ ક્યાં।

અજાતિ જાતિકુલ કુલ ગોત-
મળી રહી જ્યોત માંહે જ્યોત !-
અગર **સાગર** જીવ્યો જો હોત-સનમને શું થતો'તો તે ?!
અગર એ ક્યાં।

## આ શૂં છે ?

અગર શૂં છે જહાં ? હાં-હાં-ખૂદાનૂં બુતખાનૂં છે
અગર, શિવજી ! તમારૂં શૂં અજાયબ ભૂતખાનૂં છે ! અગર૰

બન્યૂં છે આ દવાખાનૂં, બધા શોખી દીવાનાનૂં !
સનમશૂં રંગ રમવાનૂં મુબારક ઈશ્કખાનૂં છે ! અગર૰

સનમનૂં એક તન દુનિયા ! સજે દસ લાખ ચૂંદડિયાં !
પીઓ ને પાવ ! અય સૂફિયા ! ખુદાઈ શરાબખાનૂં છે ! અગર૰

બની બુલ્બુલ ! બની તૂં ગુલ ! કહીં બેમૂલ ! કહીં દિલ ફૂલ !
અહાહા ! મસ્ત કુદરત કુલ હમારૂં ઝનાનખાનૂં છે ! અગર૰

પૂછો છો શૂં ઈજાઝતનૂં ? પધારો લઈ દિલે મજનૂં !
લૂટાતૂં શાહ સાગરનૂં અજબ દીવાનખાનૂં છે ! અગર૰

## ૐ પ્રભુજી

હૂં તો બચ્ચૂં બધે રમતૂં-મ્હને, બાપુ ! ફિકર શી છે ?
હસૂં - નાચૂં - અહો ! કૂદું - બધે યે **ૐ પ્રભુજી** છે.
હૂં૰

પ્રભુ પોતે વિશુદ્ધાત્મા-
અહા ! સરખો રમે સૌમાં-
અહો ! છૂં એ જ હૈયામાં- હૂં નાચૂં **ૐ પ્રભુજી** છે.
હૂં૰

ભલા ભારે નથી ભણતર-
નથી, ઓહો ! કઠણ શાસ્તર-
મઝાનો ન્હાનકો મન્તર-ચિદાત્મા **ૐ પ્રભુજી** છે.
હૂં૰

બધી બે આંખની લીલા-
છતે છે રામ એકીલા-
ત્રીજી આંખે દીઠા ફેલ્યા - તૂં હિ સત્ ! **ૐ પ્રભુજી** છે.
હૂં૰

ક્ષણુ ક્ષણુ ખુલ્લૂં છે મન્દર-
પ્રભુનૂં જ્યાં જુવો ત્યાં ઘર-
રહ્યો રેલાઈ સુખસાગર-અહોહો ! **ૐ પ્રભુજી** છે.
હૂં૰

## હમારા ખયાલ

દફન કબરે થવાનું છે ! અગર બળી ખાક થાવૂં છે :
ન લાવ્યા લેઈ જાવૂં છે ! મગર એ ગાન ગાવૂં છે !

અરેરે! છે નહીં કોઈ, અહીં જાથૂકનાં મ્હેમાન !
છતાં યે, રાહ ભૂલે કે મીંચીને ચશ્મ ચાલે છે !

મુવેલાં ઢોરનાં ચર્મો, બની ડિંડિમ રીઝાવે છે:
મગર, આ જાગતાં જીવતાં મનુજ હરદમ રીબાવે છે!

સલામો દમ બ દમ કદમે, કરી જ્યાં શિર ઝૂકાવે છે,
અરે ! ત્યાં જોરથી લાતો, લગાવીને સતાવે છે !

ખરે ! આ તો બધા કજીઆ, બહુ જુદા, બહુ જૂના !
જતાં કૈં કૈં ઝમાનાઓ, નહીં એ દૂર થાવાના !

હમારૂં તાન જુદૂં જ્યાં, તહાં નુકસાન શાનૂં છે ?
નથી વેપાર કરવાનો ! પછી તોટોનફો શાનો ?

પીધો રસ સ્નેહવલ્લીનો ! નશો કૈં ઑર કીધો છે !
જિગરને રંગ નવરંગી, અસલ ખુબીદાર દીધો છે !

સહૂ માલીકના હુકૂમો : તુફાની રંગ છો જામે !
અને, ભરવાં ફરી ડગલાં, દયાલુ દેવને નામે !



## झबकती वीज अजवाळे

ઝબકતી વીજ અજવાળે ! પરોવી મોતી લે - લે - લે :
ચલી - ચલી - ઓ ચલી જાશે ! પછી તું વ્યર્થ પસ્તાશે.
ઝબકતી૦

ઈજ્જત, ધન, માલ ને મિલ્કત !
બધી ત્હારી જ છે સરજત !
ત્હને એ બાંધી રાખે ? છટ્ ! ઉડી જો, યાર ! ઉડાશે.
ઝબકતી૦

ભણ્યો અંગ્રેજી ! તેથી શું ?!
વકીલ - દાક્તર બન્યાથી શું ?!
કલા કવિતા રચ્યે શું - શું - જીવ્યું ત્હારૂં સફલ થાશે ?
ઝબકતી૦

લગાડી લે અસલ લગની,
મહોબત છોડ મિટ્ટીની:
ન કિમ્મત ત્હારી કૌડીની, ક્યામત પર કબૂલાશે !
ઝબકતી૦

ન થા કાઝી ઘરોઘરનો,
હુકમ અલ્બત્ત ગુરુઘરનો !
લવારો સુણ સાગરનો ! રમત જલ્દી પતી જાશે
ઝબકતી૦

## પ્રભુ તું જ છે - પ્રભુ તું જ છે.

આદમ દિલે અલ્લાહ છે - ગેબી સહસ્યનિકુંજ છે.
ગુરુથી જ ઉકલી ગૂંજ છે - પ્રભુ તું જ છે - પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે.

ગુરુનાં ગિરામૃત સાંભરે :-
"પ્રભુ તું અનાદિ અનન્ત છે"-
અન્તર નિરન્તર ઊછળે :- પ્રભુ તું જ છે - પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે.

તત્વજ્ઞ કે રૂં તત્વ તું-
સહુ સાત્વિકોનું સત્ત્વ તું-
મમતા રહિત મમત્વ તું - પ્રભુ તું જ છે - પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે.

પ્રભુ ! તું દયાઘન તાત છે :
નિર્ગુણ નિરંજન નાથ છે :
જ્યાં ઈશ્ક, ત્યાં સાક્ષાત છેઃ- પ્રભુ તું જ છે-પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે.

અવ્વલથી બસ આખિર લગી-
માગું ન બીજું દિલ થકી-
**સાગર** અમર હો દિલ્લગી-પ્રભુ તું જ છે પ્રભુ તું જ છે.
આદમ દિલે અલ્લાહ છે.



## प्रभु भूख्या छे केवल भावना

પ્રભુ ભૂખ્યા છે કેવલ ભાવના ઓ બટૌડા !
પોતે ગોવાળા ઘેલી ગાયના હો બટૌડા !
પ્રભુ ભૂખ્યા છે કેવલ.

અન્તરમાં પ્રભુ અવતર્યા રે જગવ્યા અલિંગી અલેખ;
બંસી બજે ગુરુ દત્તની રે એનો પડઘો તે ગોરખ ભેખ રે-
હો બટૌડા ! પ્રભુ ભૂખ્યા છે.

ચીલો રખે, જોગી ! ચૂકીએ રે ! ચક્રે ચક્રે પ્રભેદ;
આંટીએ આંટીએ અલખ ઉકેલો, ખેલો ગુરુઘર ઠેઠ રે !-
હો બટૌડા ! પ્રભુ ભૂખ્યા છે.

રામ નહીં જ્યાં કૃષ્ણ નહીં જ્યાં ! નહીં સાગર ! નહીં જહાજ !
નિત્ય નિરન્તર ખેલે સ્વયંભૂ સચ્ચિદ્ઘન સુરરાજ રે !-
હો બટૌડા ! પ્રભુ ભૂખ્યા છે.

જ્યોતું તો ઝળહળ જાગતી રે જ્યાં અલખ નિરંજન ધામ !
સાગર ગુરુઘર અણઘડ મૂર્તિ ઘનચ્ચકર ગુરુ નામ રે !-
હો બટૌડા ! પ્રભુ ભૂખ્યા છે.

## ત્રિપુરાનું ભજન

'જમુના' ન્હાવાને નહીં આવું !-

ઓ કહાન ! આજથી હું 'જમુના' ન્હાવાને નહીં આવું !

ઓ કહાન ! આજથી હું.

ન્હાયું ને ધોયું તો જોયું બધું ય છે-ચેતનનું ઓર ચમકાવું ! ઓ હૂં૰

ઘટમાં છે ગંગા ને ઘટમા છે જમુના-ઘટમાં સરસ્વતી ન્હાવું ! ઓ હૂં૰

કોઈ કહે રાધા, વિશાખા, લલિતા ! હું તો 'ત્રિપુરા' કહાવું ! ઓ હૂં૰

ભૂમાનો ભેવ બ્રહ્મ સમુલ્લાસ આ-ભેદમાં અભેદ ઓળખાવું ! ઓ હૂં૰

સાગર અનાદિ અનન્ત હો સનાતન બિન્દુડે સિન્ધુનું સમાવું ! ઓ હૂં૰

ઓ કહાન ! આજથી હું હૂં૰

## મીરાંના ભજનનો લય

તોરી મોરી, કહાના ! કૈસી પ્રીત - ?-
ત્રિગુણાતીત - ત્રિભંગી - ત્રિપુરા -

કન્હૈયા ! ભૂમા બ્રહ્મ ખચિત :-
રસો વૈ.....? રસ રસ રસ રસ રે !

તોરી - મોરી - કહાના ! ઐસી પ્રીત !....તોરી મોરી.
તટ રે ત્રિવેણી તાર્યાં - ભલી ભાત ભૂધરે રે -
જળતી જ્યાં શાશ્વત જ્યોત-જળતી જળળળળળળ રે ! તોરી૰

સરખી સમાણી સહીઓ, ત્રિવેણીએ ઝીલતાં રે -
ઝળક્યો આ સચ્ચિદઘન-ઝળક્યો ઝળળળળળળ રે ! તોરી૰

હસતાં ને રમતાં હાવાં - મધુવને મ્હાલીએ રે-
ફરીએ પવનશાં ગગન - ફરીએ ફરરરરરરર રે ! તોરી૰

છેલ્લા જનમની પ્રીતો -એની એંધાણીઓ રે-
સાગર ગરજે ગંભીર :-ગરજે 'ગુરુ ગુરુ ગુરુ ગુરુ' રે !
તોરી મોરી૰

## ॐ प्रभुजीना सात वार

સખિ ! ગુરુ 'ગુરુ' કિરતાર-ભણતર ભણીએ રે !-
છે સહુ પ્હેલાં ગુરુવા'ર - 'ગુરુ' ગુરુ ભણીએ રે !
સખિ ! શુક્રવાર સુવિચાર - જીવ ! શું કરવા રે ?-
આ ધર્યો ધરા અવતાર - કયી વિધિ મરવા રે ?!
સખિ ! શનિવારે હનુમાન - શ્રી બ્રહ્મચારી રે -
-લ્યો રામમંત્ર મહાનૂ - કહેત પુકારી રે !
સખિ ! સૂર્યવાર રવિવાર - દ્વિજને વ્હાલા રે !
સવિતા બુદ્ધિ દેનાર - ત્રિભુવન વાળા રે !
સખિ ! સોમે છે શી વાર - પ્રભુજી ને મળવા રે ?
જો મન, બુદ્ધિ તૈયાર - પ્રભુજી ને મળવા રે ?
સખિ ! મંગલ મંગલ દેહ - માનવ તનુનો રે !-
છે હેતુ દેહ વિદેહ - અનુભવ મનુનો રે !
સખિ ! બુધવારે શુદ્ધ બુદ્ધ - સર્વ વિલાણી રે !
છે પ્રણવ સ્વરૂપ પ્રબુદ્ધ - સન્તની વાણી રે !
સખિ ! સાતે વાર સમાપ્ત - આપ્ત ઉજાગર રે !-
આઠમો અનુભવ વ્યાપ્ત - સદ્ગુરુ સાગર રે !

**-સાખી-**

કક્કા સંગાથે ભણ્યા, માસ અને વળી વાર;
સાગર પરમાત્મા ગુરુ - જય જય દીનદયાલ !
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ગુરુ.

**-સોરઠો-**

ક્ષિવદન ત્રિગુણાતીત - દત્ત ગુરુ અવધૂત ઓ..મ્-
સાગર બ્રહ્મ પ્રતીત - ૐ પ્રભુજી ૐ સત્ ગુરો !
ગુરુ ગુરુ ગુરુદેવકી જય ! જય જય ગુરુ.



## થાળ

જમવા આવોને નંદલાલ ઘરમાં બાઈજીનું સાલ,
હું તો કરું તુમસે ખ્યાલ....જમવા.
શીરો સારી રીતે શેક્યો, મેં તો પીરસી ને દીધો,
વ્હાલે મારે નયને નીરખી લીધો....જમવા.
પાપડ સારી રીતે શેક્યો મેં તો પીરસીને દીધો,
વ્હાલે મારે નયને નીરખી લીધો....જમવા.
ભાત કમોદ કેરો કીધો ઉપર ઘી નો દોરો દીધો,
વ્હાલે મારે નયને નરખી લીધો....જમવા.
જળની ભરી લાવું ઝારી આચમન કરો ગિરિવરધારી,
વાચરો ઢોળે નરનેનારી....જમવા.
લવિંગ પાનને સોપારી મુખવાસ કરો ગિરિવરધારી,
નમનકરે નરનેનારી....જમવા.
થાળ તો મીરાં બાઈએ ગાયો, મારી રાંકડીની રીતો,
મારી પૂરણ કરજો પ્રીતો....જમવા.

## થાળ

તમે આવો શામળિયા,
પૂંજુ પાવલિયા,
મૂર્તિ તારી જાદૂભરી, તમને જોતાં મન હરખાય
કે તન મારું નાચતું રે.....આવો શામળિયા.

કંકુ કેસરથી, સાથિયા પૂરાવ્યા,
પાવન કરવા....આવો હરિ...તમને જોતા...આવો શામળિયા.

શિરો સાકરનો, પ્રેમથી બનાવ્યો,
ભોજન કરવા આવો હરિ...તમને જોતા...આવો શામળિયા.

ગંગા જમુના ના જળ ભરી લાવું,
આચમનિયા, સ્વીકારો હરિ...તમને જોતા...આવો શામળિયા.

લવીંગ સોપારી એલચી મંગાવું,
મુખવાસ કરવા, આવો હરિ...તમને જોતા...આવો શામળિયા.

ભગવત ઝંખતો, તમને પોકારતો
દર્શન દેવા, આવો હરિ...તમને જોતા...આવો શામળિયા.

## થાળ

મારા રસ ભીના રણછોડ (૨)
તમને શું કરી જમાડું ?
જેના હાથે જીવન-દોર (૨) તેને શું કરી જમાડું ?...મારા...

તારું આપ્યું લેવું ને તારું દીધું દેવું,
તેમાં મારું નહિ કંઈ જોર....(૨)...તમને...મારા...

દુનિયા નું પોષણ કરનારો,
મારું શું જમનારો (૨)...
હું તો જનમો જનમનો ચોર(૨)...તમને...મારા...

ભાવભરી પીરસી પતરાળી
પ્રેમ ભરી છે, પ્યાલી,
મુખવાસે બે કર જોડ (૨)...તમને ...મારા...

પુનિત ના અંતરમાં પોઢો,
સ્નેહની ચાદર ઓઢો,
મારા કાળજડાની કોર (૨) ...તમને...મારા...

## શ્લોક

કસ્તૂરી તિલકં લલાટપટલે વક્ષઃસ્થલે કૌસ્તુભં
નાસાગ્રે વરમૌક્તિકં કરતલે વેણુઃ કરે કંકણમ્ ।
સર્વાંગે હરિચન્દનં સુલલિતં કંઠે ચ મુક્તાવલિ
વિભદ્ ગોપસ્ત્રીપરિવેષ્ટિતો વિજયતે ગોપાલ ચૂડામણિઃ ।।

રામો રાજમણિઃ સદા વિજયતે રામં રમેશં ભજે
રામેણાભિહતા નિશાચરચમુ રામાય તસ્મૈ નમઃ ।
રામાન્નાસ્તિ પરાયણં પરતરં રામસ્ય દાસોડસ્મ્યહં
રામે ચિતલયઃ સદા ભવતુ મે ભો રામ મામુદ્ધર ।।

ધ્યાનમૂલં ગુરોમૂર્તિ, પૂજામૂલં ગુરોપદમ્ ।
મંત્રમૂલં ગુરોવાક્યમં, મોક્ષમૂલં ગુરોકૃપા ।।

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણું ગુરુર્દેવો મહેશ્વરઃ ।
ગુરુઃસાક્ષાત પરઃબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરુવે નમઃ ।।

અજ્ઞાન તિમિરાન્ધસ્ય જ્ઞાનાંજન શલાક્યા ।
ચક્ષુરુન્મિલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ।।

ૐ કાર બિંદુ સંયુક્તમ્, નિત્યં ધ્યાયંતિ યોગીનઃ
કામદં મોક્ષદં ચૈવ ૐ કારાય નમો નમઃ ।।

બ્રહ્માનંદં પરમસુખદં, કેવલં જ્ઞાનમૂર્તિ ।
દ્વંદ્વાતીતં ગગન સંદશં, તત્વમસ્યાદિલક્ષ્યમ્ ।

## શ્લોક

એકં નિત્યં વિમલમચલં સર્વધીસાક્ષીભૂતમ્
ભાવાતીતં ત્રિગૂણ રહિતં સદ્ગુરુતં નમાનિ ।।

યસ્ય સ્મરણ માત્રેણ જન્મસંસાર બંધનાત્
વિમુચ્યતે નમસ્તમ્યૈ વિષ્ણવે પ્રભુ વિષ્ણવે ।

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દવિણં ત્વમેવ. ત્વમેવ સર્વં મમ દેવ દેવ ।।

અસિત ગિરિસમશ્યાત્ કજ્જલં સિધુપાત્રે,
સૂરતરૂવરશાખા લેખીની પત્ર મૂર્વી ।

લિખિતિ યદિ ગૃહિત્વા શારદા સર્વકાલં,
તદપિતવ ગૂણાનામીશ પારં ન યતિ ।।

વંદે દેવ ઉમાપતિ સૂરગુરુ વંદે જગત્કારણમ્
વંદે પન્નગભૂષણં મૃગધરં વંદે પશુનાંપતિમ્ ।
વંદે સૂર્ય શશાંક વહિનનયનં વંદે મુકુંદપ્રિયમ્
વંદે ભક્તજનાં ચ વરદં વંદે શિવં શંકરમ્ ।।

શાંતાકારં ભૂજગશયનં પદ્મનાભં સૂરેશં,
વિશ્વાધારં ગગનસદશં મેઘવર્ણં શુભાંગમ્ ।
લક્ષ્મીકાંતં કમલનયનં યોગિભિદ્યાનગમ્યં,
વંદે વિષ્ણુ ભવ ભય હરં સર્વલોકૈકનાથમ્ ।।

## શ્લોક

- મંગલં ભગવાન વિષ્ણુ મંગલં ગરુડધ્વજ,
  મંગલં પુંડરીકાક્ષ મંગલાય નમોનમઃ ॥
- વસુદેવ સૂતંદેવં કંસચાણૂરમર્દનમ્
  દેવકી પરમાનંદમ્ કૃષ્ણં વંદે જગદ્ગુરુમ્ ॥
- મુકં કરોતિ વાચાલં પંગુ લંઘયતે ગિરિમ્,
  યત્કૃપા તમહું વંદે પરમાનંદં માધવમ્ ॥
- જલે વિષ્ણુ સ્થલે વિષ્ણું વિષ્ણું પર્વત મસ્તકે ।
  જવાલા માલા કુલે વિષ્ણું વિષ્ણું સર્વંમયંજગત ॥
- શ્રી દત્ત દત્ત કુલતારક, શ્રી દત્ત દત્ત રિપૂમારક, શ્રી દત્ત દત્ત ભયહારક..
- શ્રી દત્ત દત્ત સ્મર્ણાર્ણે નિર્જને દેહ આપણો..
  પામે તૃપ્તિ પશુપક્ષી નિષ્ઠાને દેહ યનાયથા..
- જરાધરં પાંડુરંગ, ત્રિશુલહસ્વં કૃપાનિધિં
  સર્વ રોગ હરં દેવ દત્તાત્રેય અહું ભજે.
- જે જે સ્થળે આત્મ લઈ જાય મારું તે તે સ્થળે સદ્ગુરુરૂપ તારું....
  જ્યાં જ્યાં મુકું મસ્તક હું ગુરુવે ત્યાં ત્યાં પદ્મ તારાં જ સોહે...
  સદ્ગુરુ દેવકી જય....



## ધૂન સંગ્રહ

- જય જય ૐ પ્રભુજી ૐ....જય જય ૐ પ્રભુજી
- સાગર રાજ સગુણ રૂપ ધારી
  નિર્ગૂણ રૂપ અલખ અવતારી
- સચ્ચિદાનંદ સાગર સાગર હો
  કરૂણાકર નટવર નાગર હો.
- હરિ ૐ (૨) જય ગુરુદેવ
  દત્ત નિરંજન જય ગુરુદેવ
- હરિ ૐ તત્સત્ જય ગુરુ દત્ત
- ૐ સદ્ગુરુ ૐ સાગર સ્વામી
  વંદન કરીએ શીશ નમાવી
  અલખ નિરંજન સદ્ગુરુ સ્વામી
  ઘનચક્કર ગુરુ સાગર સ્વામી
- હરિ ગુરુ સંતન કી જય જય...
- ગુરુ ગુરુ ગુરુ દેવ કી જય...
- માયા રેન તણા સપના..
  હરિ બિના કોઈ નહીં અપના
- મન તું ગિરધારી ગિરધારી ગા
  મન તું બીજુ બધું ભૂલી જા

# ધૂન સંગ્રહ

- શ્રી કૃષ્ણ શરણં મમ...
- શ્રી કૃષ્ણ ગોવિંદ હરે મોરારિ
  હે નાથ નારાયણ વાસુદેવ
- ગોવિંદ બોલો હરિ ગોપાલ બોલો
  રાધા રમણ હરિ ગોવિંદ બોલો
- ક્રિષ્ણ ગોવિંદ ગોવિંદ ગોપાલા
  ભજ મૂરલી મનોહર નંદલાલા
- ૐ મંગલમ્, ૐ કાર મંગલમ્
  ગુરુ માંગલમ્, ગુરુ પાદ મંગલમ્
- હરે રામ, હરે રામ,
  રામ રામ હરે હરે
  હરે ક્રિષ્ણ હરે ક્રિષ્ણ,
  ક્રિષ્ણ ક્રિષ્ણ હરે હરે.
- શ્રી રામ જય રામ જય જય જય રામ
- ૐ નમઃ શિવાય
- શ્રી કૃષ્ણ ગોવિંદ, રામ નારાયણ
  કેશવ હરિ બલહારી
  શ્રી રાધે રાધે...કેશવહરિ૦

# પ્રેમની આરતી

જય પ્રેમ ! જય પ્રેમ ! જય જય ૐ કારા !
(હરિ) જય જય ૐ કારા !

રૂપગુણનામથી ન્યારા - રૂપગુણનામથી ન્યારા !
રૂપ અપરંપારા ! જય પ્રેમ ! જય પ્રેમ !૦
શૂન્ય શિખર પર ઓર અલખ તખત સોહમ્ !
અલખ તખત સોહમ્
અદ્ધર બંસી બજાવે - અદ્ધર બંસી બજાવે-
અદ્‌ભુત પ્રેમ સ્વયમ્ ! જય પ્રેમ ! જય પ્રેમ !૦

બ્રહ્મ અવ્યાકૃત આપ સ્થિર રહીને ફેલ્યૂં !
સ્થિર રહીને ફેલ્યૂં !
ઉત્પત્તિ, સ્થિતિ, લયનૂં-ઉત્પત્તિ, સ્થિતિ, લયનૂં-
માયારૂપ ખેલ્યૂં ! જય પ્રેમ ! જય પ્રેમ !૦

પ્રકટ્યૂં બ્રહ્મ અનંગ ! રગરગમાં ઉભર્યૂં !
રગરગમાં ઉભર્યૂં !
સચરાચર સોરંગી - સચરાચર સોરંગી-
વસ્તુ સ્વતઃ વિલસ્યૂં ! જય પ્રેમ ! જય પ્રેમ !૦

બાવનથી રહી બ્હાર, બાવનમાં નાચ્યૂં !
બાવનમાં નાચ્યૂં
જીવરૂપે થઈ સાગર - જીવરૂપે થઈ સાગર-
પોતાને ગાયૂં ! જય પ્રેમ ! જય પ્રેમ !૦

# जय सदगुरु दाता !

જય દેવ જય દેવ ! જય સદ્ગુરુ દાતા !
ગુરુ જય સદ્ગુ દાતા !
પરમહંસ પરિબ્રહ્મન-પરમહંસ પરિબહ્મન્ !
હરિ, હર, અજ ધ્યાતા ! જયદેવ જયદેવ ! જય૦

પરમ હંસ પરિબ્રહ્મ ! મંગલ તનુ પોતે -
ગુરુ મંગલ તનુ પોતે !-
મંગલમય નિજ નામે-મંગલમય નિજ નામે-
નમું સોહંજ્યોતે ! જયદેવ જયદેવ ! જય૦

આઠે પહોર ઉદાસ ! ઉન્મનિના વાસી-
ગુરુ ઉન્મનિના વાસી-
અલખ પુરુષ અવતારી -અલખ પુરુષ અવતારી-
જય કાયા કાશી ! જયદેવ જયદેવ ! જય૦

સદ્ગુરુસન્તપ્રતાપ - કોણ શકે જાણી ?!
ગુરુ કોણ શકે જાણી ?!
ચરણરજે ઉદ્ધારો-ચરણરજે ઉદ્ધારો-
ઓ પ્રભુ નિર્વાણી ! જયદેવ જયદેવ ! જય૦

સાગરથી નથી ભિન્ન-તો ય પ્રભુ મ્હારા !-
ગુરુ તો ય પ્રભુ મ્હારા !-
પળ પળ પળ સંભારૂં - પળ પળ પળ સંભારૂં-
પરમેશ્વર પ્યારા ! જયદેવ જયદેવ ! જય૦



# घनचक्कर गुरुनी आरती

જયદેવ જયદેવ ! જય સર્વાતીતા !-
ગુરુ જય સર્વાતીતા !
ઘનચક્કર ગુરુદેવા - ઘનચક્કર ગુરુદેવા !
જય અપરિમિતા ! જયદેવ ગુરુદેવા ! જયદેવ૦

નહીં દેશ નહીં કાલ, તહીં સતગુરુમેલા -
ગુરુ તહીં સતગુરુમેલા !
ખેલત ખેલ અખેલા - ખેલત ખેલ અખેલા !
તુંહિ ગુરુ ! તુંહિ ચેલા ! જયદેવ ગુરુદેવ ! જયદેવ૦

સ્વયં સચ્ચિદાનન્દ ! અઆતિ અદ્ભુત સવિતા !
ગુરુ અતિ અદ્ભુત સવિતા !
પિણ્ડે તદ્ બ્રહ્માણ્ડે - પિણ્ડે તદ્ બ્રહ્માણ્ડે-
અદબદ ગુરુગીતા ! જયદેવ ગુરુદેવ ! જયદેવ૦

હું, તું, તે, નહીં આપ - નહીં આપણ, પોતે;
ગુરુ નહીં આપણ, પોતે !-
કોણ કહે 'અણલિંગી' - કોણ કહે 'અણલિંગી' ?!-
ગુરુજી સુરજ્યોતે ! જયદેવ ગુરુદેવ ! જયદેવ૦

ગુરુ અવધૂત આકાશ - નહીં છાયા છપ્પર !-
ગુરુ નહીં છાયા છપ્પર !-
સતગુરુ અલખ નિરંજન – સતગુરુ અલખ નિરંજન !
જય ગુરુ ઘનચક્કર ! જયદેવ ગુરુદેવ ! જયદેવ

## સ્તુતિ

ૐ સદ્‌ગુરુ ૐ સાગર સ્વામી, સદાય કરજો સહાય
ભક્ત વત્સલ, ભગવાન કૃપાળું....
વિનવી લાગું પાય....ૐ.

અવગુણ મૂજમાં અનેક ભરીયા,
ૐ પ્રભુજી છો દયાના દરીયા,
દોષો સામુ જરા ન જોશો, ક્ષમા કરો જગ...રાય...ભક્ત (ટેક)

ચંચળ મન છે દુષ્ટ જ મ્હારું,
સાધન સઘળું હરે ઠગારું,
અવળું છે તે સવળું થઈને...ભક્તિ પંથે પડા..ય..ભક્ત૦

નિશદિન વિષયોં મોંહી ભટકે,
ભક્તિ ભજન કરતાં એ અટકે,
મૃગજળ રૂપી માયા દેખી. તે મેળવવા જા..ય...ભક્ત૦

શ્વાસે શ્વાસે હરિ હરિ ભજીએ,
અન્ય ઉપાધી સર્વે તજીએ,
અનન્ય ભાવે, ભકિત કરીએ, તો ભવભય સૌ જા...ય(ભ્કત)૦

એવી બુદ્ધિ આપો વ્હાલા,
સ્વીકારો પ્રભુ કાલા વાલા,
અંતરયામી દીનદયાળા, ઘણું કહે શું થાય...ભક્તવત્સલ૦

શ્રી સાગર આશ્રમ-ચિત્રાલ

|| ૐ પ્રભુજી ||

અગ્નિહોત્રી

।। ॐ सद्गुरु ॐ ।।

## શ્રી સાગર આશ્રમ-ચિત્રાલ

।। ॐ सद्गुरु ॐ ।।

# દીવાને સાગર

('દીવાને સાગર' - પહેલા અને બીજા ભાગમાંથી વીણેલાં ભક્તિ પદો.)

કર્તા=સંત કવિશ્રી 'સાગર' —
જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી